# ધી ન્યુ ફોનોગ્રાફ મોટી

# બાદશાહી ગાયનમાળા

ભાગ ૧ થી ૨૪



મળવાનું ઠે.–બુકસેલર, સાકરલાલ બુલાખીદાસ–અમદાવાદ.

# ધી ન્યુ ફોનોગ્રાફ

## ખુબસુરત

# ગાયનમાળા.

પ્રકાશક:

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.
રીચીરોડ—અમદાવાદ.

સને ૧૯૨૯ સંવત ૧૯૮૫

આવૃત્તિ ૫ મી પ્રત ૧૦૦૦

મુદ્રક:—પુરૂષોત્તમ શંકરદાસ.
ઉત્કૃષ્ટ મુદ્રણાલય રીચીરોડ—અમદાવાદ

---

કી. રૂ. ૦-૧૨-૦

# ગાયનમાળા.

મહાશ્વેતા કાદમ્બરી.    રાગ ભજન.

રામ ભજ તું પ્રાણીયા, તારા ભવની ભાવટ ભાગશે (૨)
"બોલો રામ સીતારામ" પંખીડા તું જો વિચારી
કર્મ તારાં લે સંભારી, વાસના નઠારી તુંને રૌરૌ નર્કે નાંખશે-રામ.
મુઢ તેં મતિ વિચારી, મતિ તેવી ગતી તારી,
ઉડજે સંભાળી તારી કંચનની કાયા થશે-રામ.

નરસિંહ મહેતા—

વાલા વેગે આવોરે દયા દીલે લાવો રે, બીડું મારી ભાગવા હોજી.
નહિ આવો તો છાનાં ઉઘાડું બધાં છીદ્ર..........વાલા.
આહેરડામાં ઉછર્યા ગોવાળીઆમાં વાસ;
કાંધે કાળી કામળી માગી પીતા છાશ.
માતા કેદે મુકીયાં, પુરો મારી આશ, હું રાખું તમથી દાવોરે. બીડું.
એ માના એ બાપના નકટા નિર્લજ બાળ;
મહી માખણના ચોરટા કંસ તણા હે કાળ.
સોડ તજે રાધા તણી દુરિજન આપે આળ વીરા વેગે ધાઓરે...બીડું.

## દ્રૌપદી—

શામળીયાજી કરજો મારી સહાયરે
વાહલા ગરૂડે ચડીને વહેલા આવજોરે
શ્યામ સલુણા સુભદ્રાના વીરરે
આ દીન બાળાની લાજ દયાળુ રાખજોરે
છોગાળા છે વાત છેલી નથી કોઇ મારૂં બેલી
વાહાલા તુંજ ગુણુની ઘેહેલી-દાસી દુઃખમાં ડુબેલી
દુઃખીની દાદ રે ફરીયાદ અંતર લાવજોરે......વહાલા.

સાખી } કૌરવ કર્મ ચંડાળ, દુશાઃશન નીરદય અરે;
જોતા પાંચ ભર્થાર પાપી પટકુળ તાણતો.

વારે આવોને દયા દીલ લાવોને
નાથ છું અનાથ નારી ભરોસા છે ભુદર ભારી
જેવી તેવી છું તમારી વાલા દેશો ના વીસારી
હેતે હળધરજીના વીર આવી ઉગારજોરે.........વહાલા,

## વીરાટ પર્વ:- ભજન:—

કાયા માયા કોઇકી નાહીં ભાઇ, સબ કહેત અપની-અપની,
સત્યુગમેં ભયે હરીશ્ચંદ્ર રાજા સત્યકી સત્યે કહી,
એક સત્યકે કારણે ઉન્હેં કાયા બેચ દઇ—સબ કહેત.
ત્રેતામેં રાવણ ભયો રાજા, કંચન કોટ સહી.
એક લક્ષ પુત્ર સવા લક્ષ જ્ઞાતિ, વાકો ઘકડી નાહીં મીલી સબ.

**વીણાવેલી:-** **મીથ્યાભીમાન—**

અરે શું માનવનો અભિમાન પલકમાં ટળી જશેરે.
ખરે જેમ પીપળ ઉપર પાન–પલકમાં ખરી જશેરે.
પલકમાં ખરી જશેરે–માટીમાં મળી જશેરે—અરે.
ઘડી જીવતરમાં ઘડી એક સુખની ના......રે નથી;
મૂઢ મમતમાં તોયે મરતા આ આ......રે મથી;
પામર નર નાદાન......અરે શું.
કાયા કલેવર કારમું છે ગંદકીનો ધાડવો.
સમજુ જને સમજી જઇ અભિમાનને વણસાડવો;
અભિમાન ફણિધરને નહિ દુધ પાઇને પેંધાડવો,
રાવણ સરિખે રાજવીએ લીધો નથી કંઇ લાડવો.—અરે.

**સરદારબા—**

બંસીવાલા આજો મારે દેશ,
તારી સાંમળી સુરત પ્યારો બેષ—બંસી૦
આવન આવન કહે ગયોજી, હે ગયો કોલ અનેક,
ગણતાં ગણતાં ઘીસ ગઇ મોરી, આંગળીયાકી રેખ.
સાંવરીઆ, રસીલા, સલુણા, જીયાપેં જીયા મેં કરૂં એ નીસાર,
હમતો જોગી પ્રેમ કે રે પ્રેમ હમારો દેશ
શુદ્ધ નહીં પાઇ શરીરકી, તબ લીનો આ બેસ.—તારી.

**સુકન્યા સાવિત્રી—**

લાગી લગન તારી, ઓ લલના ? લાગી—(૨)
સુરપતી ! મતી શું વીસારી ! ઓ લલના !—લાગી
સુંદરી સખીથી, અધીક સુખ આપું.
પટરાણી કરી સ્થાપું, ઉથાપું ન વચન મનોહારી—ઓ.

કંસવધ—

કાનુડા તારી કામણ કરનારી, વૃજમાં વાંસલડી વાગી,
મીઠી ને વળી મોહક, મનવશ કરનારી—વૃજમાં.
મનવશ કરનારી, સ્વર સુણતાં લાગે સુખકારી,
હું ઘેલી (૨) તમ વીણ થઇ છું ગીરધારી—વૃજમાં.

અરૂણોદય- આબાદીનો ઉપાય—

ચાહે જો ભારતનાં સંતાન, જગતમાં ભારત આબાદી.
તમે અંગે ધરો ખાદી.
દેશ ઉદયની તજો નિરાશા, હવે બનો આશાવાદી.
વિદેશી તમે મોહ તજયા નહીં, દેશની બરબાદી,
કલંક કાળા દુર કરો એ, પાવનકર પહેરો ખાદી.
" આ દેશ ભારત વર્ષ છે જ્યાં પ્રથમ અરૂણોદય થયો "
અસ્તાચળે તમ ભાગ્યનો ભાનુ અરે આજે ગયો,
" પ્રાચીનકળા મંદીર તમારૂં તેજ હીણ દેખાય છે "
કારણ તમારી સંપત્તિ પરદેશમાં વહી જાય છે.
લોકમાન્ય વીર વ્રતની, કંઇ ધરો ઉરમાં યાદી.
તમે અંગે ધરો ખાદી.

સંસાર નૌકા—

શ્યામ ઝુલે હીંડોળા, કુંજન બનમેં કુંજન બનમેં મધુ બનમેં
લતાએં પુષ્પોંકો, ઝુલમેં કયા ઝુલાતી હંએ !
પવનકે ઝોકોમેં કયેસી સુગંધ આતી હંએ ?
ચમનમેં ઝુકાતે શાખેં સમા દીખાતી હંએ ?
મદનકો ગોદમેં લેકર, એહ સબ રમાતી હંએ ?
બસ આઇ સાંવરી સુરત એહ નયનમેં ?—શ્યામ

ઓડાણો—

કબીર ભજન.

તારી ધીરે ગાડી હાંકારે મેરામણુ ગાડીવાળા
તારી મજરે ગાડી હાંકારે મેરામણુ ગાડીવાળા
ગોડા છુટયા ઠાણુશે પીછે પડી પોકાર,
દશ દરવાજા બંધ હુવા તોબી નીકળ ગયા અસ્વાર—તારી.
ગંગા કિનારે ઘર કરો, અને નહાવો નીરમળ નીર;
આપ્યા વિના શું પામીએ, તે કહે દાસ કબીર—તારી.

ભોજોભગત કૃત— ચાબખો—

મુરખે નાર કુંભારજા આણીરે, એનું ઘર કર્યું ધુળધાણી.—ટેક.
પાંચ મણની લાવસી ભરડી, મણની ભુંજી ધાણી;
ઘીના ગાડવા ઢોળી નાંખ્યા, દુધમાં નાંખ્યાં પાણીરે. મુરખે.
વાર પરવે વઢવાડ કરેને, કલેશ કરે જાણી જાણી;
છોકરાને મારે છણુકા કરેને, ચુંટીઓ લે તાણી તાણીરે. મુરખે.
ખરે બપોરે રસોઇ નીપજાવેને, રાતે જાતી પાણી;
છોકરાંને મારી મારી સુવારે, ઓલાવા રાત જાણીરે. મુરખે.
ટાઢું સીળુ કંથ આગળ મુકે, મરે જ્યારે ભુખ તાણી;
સાંજ પડે ઘેર ભટકીને આવે, ઉપર જાતાં રીસાણીરે. મુરખે.
પટીયાં પાડી આંખ આંજીનો આથડે સાસરે પીયર ન સમાણી;
ભોજે ભગત કહે ગુરૂ પ્રતાપે. ઉતરેલ નાર શીદ આણીરે. મુરખે.

ઉદ્દયભાણ—

ટાળ્યાં નહીં ટળે લખ્યા જે લલાટે લેખ—ટાળ્યાં.
વાવ્યાં બીજ તે ફળે કરમે લખ્યું તે મળે—ટાળ્યાં.

દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે;
ધર્મ કરતાં ધાડ થઇ, આંધળાં ઝુરી તો સરે—ટાળ્યાં.
રઘુવીર ચાલ્યા વનમાં, સીતા રૂદન કરે;
દુષ્ટ દગે સીતા લઇ ગયે, લંકા પળમાં બળે—ટાળ્યાં.
હરિશ્ચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે;
રાણી વેચી પરઘરે, વેળા ચાહે સૌ કરે—ટાળ્યાં.

**બુદ્ધદેવ—**

ફુલની પાંખડી લ્યો પ્રાણ, ગણી અંતરની ઓળખાણ-ફુલની.
શ્યામ સલુણા અમ ઘર આવ્યા, શાં કરીએ સન્માન;
નાથ નગિના પરિમલ ભીના મનમાન્યા મહેમાન—ફુલની.
ઝાઝું શું કહીએ સમજુને, સખી નયનના ભાણ;
વિમળ કમળ આ સરોવર જળનું, ભોગી ભ્રમર સુજાણ—ફુલની.

**ઉદયભાણ—**

બોલો મારા પ્રેમી પોપટજી, બોલો બોલો બોલો મેના બોલાવે,
ડોલો રંગ રસીયાજી ડોલો જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે.
મેના તારા વચનની વેણુ લાગી, લાગી લાગી લલીત લેહ લાગી,
પહેલાં પોપટજી પ્યારા રામજી સંભારો—
ચતુર સુજાણ સીતા રામ ઉચરાવો........................બોલો.
પોપટજી પાંજરૂં સોનાનું સજાવું, લાડીલી હું લાલચુ નથી કે લલચાવું;
સોને રૂપે શું ભીડ ભિતરની ભાગી........................લાગી.
રૂડા સુડાને રંગે રમાડું, પાંખે ઘાલીને ફળ મીઠાં ખવાડું;
ભાવના ભુખ્યા તમે શું ભાળી ભાવના ભુલાવે ?—બોલો.

મીરાંબાઇ—

રાગ—ભજન.

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઇ અમે બાળ કુંવારારે—કા.
જળરે જુમનામાં અમે ભરવા ગયાં તારે, કાનુડે આવીને
છાંટયાં નીર, ભીડયાં છરરરરરરરરે—કા.
શેરીએ ને શેરીએ અમે રમતાં ને ભમતાંરે કાનુડે આવીને
તાણ્યાં ચીર, ફાડયાં ચરરરરરરરરે—કા.
વૃંદા તે વનમાં વ્હાલે, રાસ રચ્યો છે કાનુડે તાણીને
માર્યાં તીર વાગ્યાં અરરરરરરરરે—કા.

મીરાંબાઇ—

ભજન.

બલીહારી રસીયા ગીરધારી સુંદર શ્યામ હો તજી હમને 1
મથુરાના વાશી આવા ન બનીયેજી,
વાંસલડી વાગી એવા ભણકારા વાગે વૃજ વાટ લાગે મને ખારી—શું
જુમનાજીનો કાંઠો વ્હાલા ખાવાને દોડે છે, અકળાવી દે છે મુને ભારી—શું
વંદ્રાવન કેરી શોભા તમવીણ અમને તો, વ્હાલા નવ લાગે હવે સારી—શું
ગોવરધન તોળ્યો વ્હાલા ટચલી આંગળીયેને અમપર ઢોળ્યો ગીરધારી—શું
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ વ્હાલા શુદ્ધ પ્રભુ લેજો મ્હારી—શું
સુંદીરશ્યામ હો તજી અમને મથુરાના વાસી આવા ન બનીયેજી.

કંસવધ—

ગરબો.

જમનાને તીરે જાદુવાલે, સખી બંસરી બજાવી.
ચોરી મને બહાવરી બનાવી.

ભુલાવી મારૂં ભાન સાન કહાન ગયો હાં હાં.
મને મોરલીએ મોહ ઉપજાવી. જમુના.
સાખી—સુંદર છબી જોઇ છેલની, ઉપજી અંતર પ્રીત;
નટવર ગીરધર શ્યામમાં, ચોટયું મારૂં ચિત.
નયન નેહે નચાવ્યાં વાલીડે સખી સુખ મલકાવી,
છુપી છુપી છબીલે કરી સાન, મને લીધીરે લોભાવી,
ન ભાવે ખાનપાન નિંદ ન આવે હવે તેગની લાલાએ
પ્રેમની લગાવી,
સાખી-વીરહ થકી વીંધાયેલું, અંતર અતી અકળાય;
અળગો રહે અલબેલડો, શું સખી ઉપાય કરૂં. જમુના.

## સતી તોરલ—

ભજન.

જેસલ કરીલે વિચાર માથે જમ કેરો માર,
સ્વપ્ન જેવો રે સંસાર તોળાંદે કરે છે પોકાર;
આવોને જેસલરાય આપણે મળીયેજી,
આ ભવ આવીયો અવતાર માથે સદગુરૂ ધાર,
જાવું ધણીને દરબાર બેલડી ઉતારે ભવ પાર—આવોને.
મોતી એરણમાં ઓરાય માથે ધણ કેરા ધાય,
ફુટે ફોકટીઆં કહેવાય, સાધાની ખરે ખબરું થાય—આવોને.
નવલખ કોથળીયો બંધાય, ત્યારે ગાંધીડો કહેવાય,
હિરા માણેક હાટે વેચાય, તેનાં મુલ મોંઘેર થાય—આવોને.
નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય કોયલા ઉજળા ન થાય,
બેટા ગુણકાનો તે તો બાપ કોને કહેવા જાય—આવોને.

દેખા દેખી કરવા જાયે, એ નર અધુરીયા કહેવાય,
હાથમાં દીવો લઇને છતી આંખે કુવે પડવા જાય—આવોને.
એવી ચાર જુગની વાણી સતિ તોરલદેવી ગાય—આવોને.

**નરસીંહ મહેતો—**

હવે મને હરી નામથી નેહ લાગ્યો
ભાગી ભીડ ને ભયનો ભાગ્યોરે–હવે મને.
માયા મંદીર મારા મનથી મેં મુકીયાંને ઇન્દ્રીની ઓળખાણુ મુકી,
હેમ હીરાથી હાર મઢેલા તે ઉપર ચાલ્યો મુખે થુકીરે–હવે મને.
કોના સુત તાત કોના માત ને ભ્રાત સરવે સ્વારથનાં સગપણુ રાખે.
પ્રાણુ ગયા પછી પાસે ન આવે કોઇ કાઢો કાઢો મુખે ભાખરે–હવે.

**સુકન્યા સાવિત્રી—**

યમ–શા માટે શ્રમ કરે, સતી ! તુજ પતિ ભક્તિ સાચી (૨)
હવે પુત્રી ! વળ તું પાછી (૨)

સાવિત્રી—સજ્જન કેરા સાથમાં મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, દીન વનિતાની વાત.
ધર્મ જે વેદપુરાણે ભણીઓ, મુખ્ય ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીઓ.
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી. (૨)
વળું મહારાજ ? કયમ પાછી (૨)

યમે—સુણી વિવેક મૃદુ ભરી વાણી, થયો પ્રસન્ન અતી મન શાણી
સત્યવાનના જીવિત વિના કંઇ ઇચ્છિત વર યાચી (૨)-હવે.
સાવીત્રી—"મહારાજ ! મારાં અંધ સાસુશ્વસુર આંખે દેખતાં થાય.
યમ—તથાસ્તુ" ભગવતી ! તું અતિ દુર આવી;
થાય કોથી મિથ્યા નવ ભાવી-શા માટે.

સાવિત્રી—પતિ સમીપ શ્રમ નહીં જરી, જ્યાં જાઓ મન નાથ.
તપ વ્રત આપ કૃપાવડે ત્યાં આવું તમ સાથ.
સંગત સજ્જન તણી નથી સોંઘી, મૈત્રી સંત પુરૂષની મોંઘી.
કૃપાનાથ ! મમ પ્રાણુનાથ શું, રહી વૃત્તિ રાચી (૨) વળું મહારાજ.
યમ—અર્થ યુક્ત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં,
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી-હવે.
સાવિત્રી-મહારાજ ! મારા બુદ્ધિશાળી સસરાજીને પાછું રાજ્ય પ્રાપ્ત થાય.

યમ—"તથાસ્તુ" ઉત્તમ વર મેં આપ્યાં ભાવે;
હજી પ્રેમદા પુઠળ આવે-શા માટે.

સાવિત્રી-સુપાત્ર જન કરતાં નદી સુપાત્રનું સન્માન;
સાધુ તો દુશ્મનપણું પણ સાધે કલ્યાણ.
સત પુરૂષોની સમાન દૃષ્ટિ, દયા તણી વરસાવે વૃષ્ટિ;
કૃપાનાથ ! મય પ્રાણુનાથ શું રહી વૃતિ રાચી (૨)-વળુ,

યમ—શીતળ વચન સુધાસમ તારાં, તૃષા તૃષાતુરની હરનારા,
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી-હવે.
સાવિત્રી-"મહારાજ ! મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર. મારા સો ભાઇથાય."

યમ—"તથાસ્તુ" સાસરીયાનું માન વધાર્યું;
પીયર તણું પણ કામ સુધાર્યું—શા માટે.
સાવિત્રી—પર દુઃખે દુઃખીયા બને, દુઃખદ હૃદય વીશ્રામ;
ભઙ્ગેસો ભારે સંતોનું ઠરવાનું શુભ ઠામ.
સ્વજન માંહી વીશ્વાસ ન લાવે, સજ્જન ઘર પૂછતું સૌ આવે,
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તી રાચી (૨)—વાળું.
યમ—મધુરાં નવીન વચન સંભળાવ્યાં, અતીશય તે મારે મન ભાવ્યા,
સત્યવાનના જીવીત વીના કંઇ ઇચ્છિત વર યાચી (૨)—હવે.
સાવિત્રી—"મહારાજ ! મને મારા સ્વામીથી ઔરસ સો પુત્ર થાય
યમ—"તથાસ્તુ" ઘટે ન થાવું અતિ વર લોભી:
તજી પૂઠ હવે જા અહીં થોભી—શા માટે.
સાવીત્રી—સ્વધર્મ વહાલો સાધુને, જે નવ ચુકે લગાર,
સાંપ્રત ભુત ભવિષ્યની, ગતી તણા આધાર.
સજ્જન કરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી;
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨)—વળું.
યમ—અમુલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભકિત મારી;
ભગવતી ! છેલ્લું ઉત્તમ અનુપમ ઇચ્છિત વર યાચી (૨)—હવે.
સાવીત્રી—પુત્ર તણું મુજને દીધુ, પ્રભુ આપે વરદાન;
જીવતદાન દઇ જીવવાને, સત્ય કરો ભગવાન.

## સતી અનસુયા—

અહો બ્રહ્મનાદ ગાજે, શો બ્રહ્મનાદ ગાજે,
રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં (૨)
અનેક રૂપે રાચીઓ અનંત કોટી અંડમાં—શો.

સખી—બીજ રૂપે રહી વૃક્ષમાં બેને ભૂમિ રસ સાર,
ભૂતળ વળે ઉંડા જળે પણ વસીએ નિરધાર;
દેહ ભૂત માંહી સ્વરૂપે મનાઇએ
તેજ માંહી તત્વ બની તેજમાં સમાઇએ
સુન્યમાંહી શબ્દે છવાઇએ. શો.

સખી—સ્વર્ગ મૃત્યુ પાતાળમાં સ્થળ એવું નહી કોઇ,
કરીએ ક્રીડા નવ અમે અણુમાં પણ અણું હોય,
અનેક રૂપે નાચીએ અનંત કોટી અંડમાં—શો.

બલિરાજા—

મારી સજની તું કયાં રમી આવી રજની, સાચું બોલ, બોલ, બોલ.
શાણી સૈયર તું શીદને આળ ચઢાવે કેડો છોડ છોડ ?
હમણાં માળા ગુંથી હતીને, હમણાં કેમ કરમાણી,
પરસેવો તને કયાં વળ્યો, તારી ભમ્મર કયાં ભીંજાણી—સાચું૦
કાળો ભમરો શીરપર બેઠો, ઉરાડતાં ગભરાણી;
લાપોટે લઇ છુટી ગઇ મારી, ભમ્મર ત્યાં ભીંજાણી—કેડો૦
કસ્તુરી તારા અંગે મ્હેંક, કુસુમ કળીના હારો;
નયન રહ્યાં છે નાચી નવેલી, મળીઓ કોણ ઠગારો—સાચું૦
ચંદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યા એક માળી;
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો.

એકજ ભુલ:—

અજબ છબીલી તારી, ગજબ ખુશી છે લલચાવ્યો લટકાળો;
જોઇલે, જોઇલે, જોઇલે આ ચપળ નયનનો ચાળો તે અજબ.

## સાખી.

આ ગાલની લાલી ઉપર, બુલબુલ મરી મરી જાય છે;
આ વ્હાલની પ્યાલી ઉપર મુજ મન ઠરી ઠરી જાય છે.
આ વાંદરા ને વાંદરીનો ખેલ અહીંયાં થાય છે,
ભાઇ આમ બૈરી જોઇને દુનિયા દિવાની થાય છે;
અંગને મરોડે પાડે પરવશ પ્રાણ એ તો—જોઇલે.

એકજ ભુલ:—

બાપુ પૈસાનો જોઇ ચળકાટ, મોહમાં ભૂલશો માં
જોઇ ખોટા ગીલીટનો ઠાઠ, ડહાપણે ડુલશો માં
લક્ષ્મી મળે કે લાલચુડા તરત આવી ભરાય,
ખોટાં વખાણ કરીને, ખાલી ફોસી ખાય છે.
બની વારસા હિસ્સાના કજીયા કોરટમાં જાય છે
સોલીસીટર બારીસ્ટરનાં ખીસ્સાં તાજાં થાય છે.
જીતે તોયે મળે ઉની રાખ, એવી રીતે ફુલાશો માં—જોઇ૦
આને ઠગું આને લુટું એવા વિચારો કરાય છે.
ધન આવ્યું તે રહેશે કે નહિ એ ફિકરમાંજ ફરાય છે.
સટ્ટા અને વળી રેશમાં જઇ વગર મોતે મરાય છે.
વળી જાય વંઠી દીકરા ઘેરબેર હોળી થાય છે;
એવી માયા નચાવે જેમ તેમ બાપુ ઝુલશો માં—જોઇ૦

એકજ ભુલ—

મને ભોળીને ભરમાવીરે મા, કેમ કરૂં ?
અણસમજુને ફોસલાવીરે મા કેમ કરૂં
મારી પાસે પાસે આવે, છાની વાતો સંભળાવે
મારૂં દીલ લલચાવે પેલો ગરજી;

પ્યારી કહીને બોલાવે, એના પાસે કેમ ફાવે?
એ તો સાંભળે ન એકે મારી અરજી.
છાતી...માંતો, અરરર રરરર અરરર રરરર થાયરે—મા૦
એના મોઢાની મીઠાશ, એ તો જાણે નાગપાશ,
પછી હોય કે ન હોય મારી મરજી.
કરે પરાણે એ પ્રીત, એતો ક્યાંની હશે રીત?
થઇ બેસે છે ધરાર મારો વરજી?
છાતીમાં તો થરરર થરરર થાયરે મા કેમ કરૂં?

ભર્તૃહરી— રાગ આશાગોડી.

કામ છે દુષ્ટ અહા પ્રભુ! કામ છે દુષ્ટ વિકારી,
ઇંદ્રસમાન પતિ અતિસુંદર, અશ્વપાલથી છે યારી,—અહા પ્રભુ કામ છે.
ત્રણસોને ત્યાગી એકનેજ ચાહે, તેના ચિત્તમાં છે જારી છીનાળી;
ધીક બાઇ તુજને ધીક તારી બુદ્ધિ, વિપરીત વાત વિચારી—અહા.

ભર્તૃહરી— ભજન-ઝીંઝોટા—

છોડદે અભિમાન માના અબ તો મનવા મોરા—છોડ.
રાજપાટ સબ જુઠે જાનો, કયું તુમ હોત હેરાન;
નારી પ્યારી નહીં હે તેરી, મત કરના ગુમાન—માન.
જુઠી પ્રીત જગતની દેખી, મત ભૂલ નાદાન;
બાહીર રંગ રૂપકું દેખી મત હોના ગુલ્તાન—માન.
ચલ જંગલમેં, ભેખ ધરેંગે તજી જગત તોફાન.
જગત સ્વપ્નસે જાગ્રત હોજા, ગુરૂસે લેના જ્ઞાન—માન.

# પ્રમેહ માટે ખાસ ચંદ્રપ્રભા ગોળી.

આ ચંદ્રપ્રભાના સેવનથી દરેક જાતના પ્રમેહ લાંબા વખતના જુના પ્રમેહ, ચાંદી વગેરે-ને જડમૂળથી નાબુદ કરે છે, તોલા ૧ ના રૂ. ૧-૦-૦ સવાર સાંજ એક એક ગોળી ગળો, ગોખરૂં તથા આમળાં (રસાયન ચુર્ણ) તો. ૧ ને સાંજે સ્વારે તોલા પા પાણી-માં પલોળી મુકવું આ ગોળી ઉપર તે પલાળેલું પાણી ગાળી મધ તો. ાા નાંખી પીવું. જરૂરથી જુનામાં જુનો પ્રમેહ ખાત્રીથી મટી જશે.

**રસાયન ચુ૦**—ગળો, ગોખરૂ આંમળાં સરખે ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરવું.

## ધાતુસંજીવની. TONIC PILS

આ ગોળી લેવાથી ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે; પુરૂષાતન કાયમ રાખે છે તેમજ વીર્ય વિકારના તમામ વ્યાધિઓને મટાડે છે અને વીર્યને ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને ફીક્કા પડી ગયેલા લોહીમાં ઉપ-યોગી તત્વો ઉમેરી શરીરને લાલચોળ બનાવનાર આ ગોળી વાપર-વાની અમારી ખાસ ભલામણ છે, પરેજીની જરૂર નથી.

**વાપરવાની રીત**—સવાર સાંજ એકેક ગોળી કકડા કરી પાણી અગર દુધ સાથે લેવી; પરંતુ ખટાશ અને તેલ બંધ કરનારને એકજ શીશીથી પુરેપુરો લાભ મળે છે.

કીંમત ડબી ૧ ગોળી ૩૨ના રૂ. ૧-૦-૦ પેકીંગ પોસ્ટેજ જુદુ.

**વૈદ જગન્નાથજી દ્વિવેદી. આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.**

**એકસેલર સાકરલાલ બુલાખીદાસ**

રીચીરોડ-અમદાવાદ.

**ભર્તૃહરી—** રાગ લાવણી
દેખા નહીં કછુ સાર જગતમેં દેખાનહીં કછુ સાર,
મોહબતસે મત લપટો યાર, દેખા નહીં કછુ સાર;
ચૌદ ચોકડી રાજ મીલે પન, તૃષ્ણાંકા નહીં પાર,
ભોગે ભોગતે ઇંદ્ર અપસરા, તૃપ્તી નહીં લગાર (૨) જગત૦
જુઠા રંગ રૂપમેં ભુલી, કીટા કરત ગમાર;
રૂપ વીર્યબલ નાશ હુવા તબ નહીં હે અપની નાર (૨) જગતુ૦
પ્યારી મેરી જાની પીંગલા, હુંબ રહા એક તાર;
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકુ યાર (૨) જગત૦
અલ્પ બખ્તકા એહી તમાશા, દુઃખ હે અપરંપાર.
બેશક ઇસકા ત્યાગ કરો તુમ ફેર પસ્તાના યાર (૨) જગત૦
એહી ભરથરી નાર ભરૂસે ભુલી હુવા ખુવાર
એહી ભેગશે જગત શીખ દઉં નવ ડુબો સંસાર,
નવ ડુબો સંસાર —જગતમેં દેખા નહીં કછુ સાર.

**એકજ ભુલ—**
સીધાવો હૃદય દેવતા મને મનથી દઇ વિસારી
હું તો રહી તમારે વિરહે જોગન બાલ કુવારી–સીધાવો.
સુખનાં સ્વપ્નાં વહી ગયાં, પાછળ રાત અંધારી,
કોને આધારે હું જીવું, એકલી અટુલા નારી—સીધાવો.
જીવન અર્પ્યું આપ ચરણમાંય એ ઉપહાર સ્વીકારી,
કદી યાદ કરશો તો માનીશ, સફળ ગતિ થઇ મારી—સીધાવો.

**ભર્તુહરી—** રાગ મરશીયા.
હાય કેમ આ સહેશે ઉજેની રંડાપો, ધણી થઇ છે રાજાજી માફ
રાખો—ટેક૦

બાણું લક્ષ માળવાના છો સ્વામી કામ કાડીલા રૂપે ન ખામી,
સારે અંગે ભભુત શી જામીરે હાય કેમ આ–
એક બાજુ કૃષ્ણા તમારી રૂએ, ચંદ્રકળા ચોધારાં નીર ચુએ
બાપુ સુખે ન આજ કોઇ સુએરે–હાય૦
ખાંધે લટકી શી ભગવી ઝોળી, આવ્યા વસ્ત્ર કયાં ગેરૂ ઝબોળી;
હાય હૃદડામાં પ્રગટાવી હોળી રે—હાય૦
નથી વિક્રમ ભાઇની કંઇ આશા, કીધા કરમે એવારે તમાશા;
એણે બીજાં જંગલ કયાંઇ વાસ્યાંરે–હાય૦
ઘણી નોંધારાં અમને કરોમાં, આવું અણુધાર્યું પગલું ભરોમાં;
જોગી જીવતાં ચિતામાં ધરોમાં રે–હાય૦

ભતુંજરી—

પિતાજી આ કોપ તમે શો કર્યો જોગી વેપ બાપુ શીદને ધર્યો?
મરી ગઇ છે માત વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે ઓરમાન માત.
લડાવશે લાડ પછી મને કોણ !
પ્યારી પુત્રી આવો બા ? કહેશેજ કોણ ?
કુંવારી હું છું તમારી સુતા !
વરાવી નથી કીધાં ભગવાં પિતા.
નબાપી કરી બાપુ જાશો નહીં,
પિતા પાછળ નહીં જીવું હુંતો સહી–પિતાજી.

બિલ્વ મંગળ ઉર્ફે સુરદાસ—રાગ, ભજન—

વિષય વાત મમ માત તજીને કૃષ્ણ ભજન તું કરવા દે;
ધર્મ વૃત્તિએ ધરણીધરનું ધ્યાન મુતિથી ધરવા દે.
અધમપણાને અલગ રાખી, ભંડાર ભક્તિના ભરવા દે!
નટવર નામનું નાવ મળ્યું છે, તો ભવસાગર તરવા દે!
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દે—વિષય૦

બિલ્વ મંગળ ઉર્ફે સુરદાસ—

દાસ પરે દયા લાવોરે દયાળુ દેવા, દાસ પરે દયા લાવોરે—ટેક.
સંસારી સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો બાવો બાવોરે—દયાળુ.
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથાં ખાઉં.
વા'રે અવિનાશી આવો આવોરે—દયાળુ.

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ—

આ તારાં વચનો સારાં સ્નેહે સાંભળતાં
શાન્તિ પામ્યું છે મન મારૂંરે આજે.—આ૦
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી
ધન્ય ગુરૂ ચીન્તામણી, ધારૂંરે આજે!—આ૦
ભક્તિ ભગવાન કેરી કરતાં હંમેશાંજી,
થવાનું ત્વરાએ શુભ તારૂંરે શાણા—આ૦

સરસ્વતીચંદ્ર—શાંત સમાધી ધારી શું બેઠા, જાગો જોગી બાળા;
બ્હાર તમારે આવી ભીખારણ, ભોળી બિચારી બાળા.
ભ્રષ્ટ કલંકિત પ્રેમથી વંચિત, સંચિત પાપની શામા,
વરથી વિખુટી વચનથી જુડી, ભાગ્યની ફુટી ભામા

"ત્યાગી ઘર વન માંહી આવી. રાત અંધારી ઘોરરે;"
"ભવ જંગલમાં ભૂલી ભમું, ત્યાં મળ્યા લુંટારા ચોરરે."
"લુંટી શોભા સુખ અને લુંટયા સહુ શણુગાર."
શરીર સળગતાં શેષ વિભુતિ, અંગની અંગ લગાવો.

બુધ્ધદેવ                રાગ ભજન.

સાર આ સંસારમાં ન જોયો, મેં બહુ રીતે તપાસતાં–સાર આ૦
ધામધરા સુત તાતની પ્રીતે, મોઘા અવસરને મેં ખોયો.
મૃગજળ પીવા કામ ન આવે વ્યર્થ ઇન્દ્રજાળમાં હું મોહ્યો–મેં બહુ.
પુણ્ય પરમાર્થનો માર્ગ ન શોધ્યો. જન્મને વૃથા મેં વગોવ્યો–મેં

**સતી અનસુયા—**

મહેમાન થયાં તમે મારાં સ્વીકારશો મહેમાની
મહેમાન કરે મહેમાની દુનિયા કહે દીવાની. [૨]
ધરી વસ્ત્રાભુષણુ અંગે, કરો રમત ગમત અમ સંગે. [૨]
ઝુઝીયે મદનના જંગે–સ્વીકારસો મહેમાની, [૨]
જેવી નીર વિનાની સરીતા, તેવી વહાલા વીણુ વનિતા, (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની, દુનિયા કહે દીવાની, [૨]
કંઠે ધરો કુસુમની માળા, પહેરો નિલમ હાર રૂપાળા, [૨]
શીર ઉપર મુગટ છોગાળા–સ્વીકારશો મહેમાની. [૨]
જેના પતી વસે પરદેશે, તેને રહેવું સાદા વેશે;
બીજી વ્યર્થ બધી મસ્તાની, દુનિયા કહે દીવાની–મેહમાન.

અનસુયા— રાગ-ભૈરવી.

મારે મોઢે મનાવી રાજી કહેવરાવી, ફલાવી પટાવી પૂછો શું તમે.
ફુલ સુગંધીવાળાં રૂડાં રંગેરૂપાળાં, તેની મીઠી સુગંધી કોને ના ગમે?
લીલા પીળાં ઝાડ પાન ઉપર પંખી કરે ગાન,
રોજ કાને સાંભળવાં કોને ના ગમે (૨)
વાહ કેવી છે શાણી, બોલે મધુરી વાણી;
ડાહી ડમરીના બોલ મારા મનમાં રમે—મારે

અનસુયા—

નહી ચીજ કોઇ ગળી, ગરજ સમ નહી ચીજ કોઇ ગેળી,
માનવંત નીજ માન મુકી દુશ્મનને પડતા ઢળી...–ગરજ.
બળીયા પણ નિર્બળને નમતા રાય રંક ઘર જાય;
સોંધુ પણ મોંઘું થઇ બેસે કળા શકાય ન કળી –ગરજ.
સમયાધીન થઇ ઝેર હળાહળ પીવું અમૃત ગણી;
જઇ મહાસતીને શીવ નમાવો જાય આપદા ટળી–ગરજ.

બોલતો કાગળ—

ફુલણજી ફુલોમાં ઝાઝા ફુલ્યું ફુલ ફુલી કરમાશે.
ફુલી કરમાશે ખીલેલું આખર ખરી જાશે;
સરખા દિવસ ન ગયા કોઇના તેમ નહિ જાશે;
રેંટ તણી ઘટમાળ ભરાશે ભરાઇ ઠલવાશે.
“ઉજળું એ સહુ દુધ” આજ અભિમાને દેખાશે;
જ્યારે પડશે કાળ ઝપાટો ત્યારે સમજાશે.–

**સાચો સંન્યાસ—**

દેશનો ઉદ્ધાર ચાહો, થઇ સચેત વધો આવો અહુ—
જે પ્રજામાં આત્મશ્રદ્ધા છે જરીના, તે શું પામે ?
બીજી પ્રજાઓ એને દબાવે માટે નિર્બળ દિલે ન થાઓ—

**સાખી**

જે દેશમાં જન્મ્યા થકી, આ ધન્ય જીવન થાય છે,
જે દેશમાં પૂર્વજ તણાં પુણ્યો તણી સરિતા વહે;
જે દેશના ધન ધાન્યને, કીર્તીથી પોષાયા તમે,
તે દેશ કાજ સમર્પતાં અચકો અરે કાં દેહને.
ખોયું નિજ ધન રોયે ન આવે
પારકી આશા સદાય ફસાવે
માટે દીન મટી સિંહ થાઓ—થઇ સચેત.

**એકજ ભુલ—**

છે સદા સમય પાપોથી છુટવા શીદ ડરે નાદાન ?
શીદ ડરે નાદાન ! કંઇક તો સારી શીખામણ માન (૨) છે સદા.
જેમ પાપથી સળકે માંહી, દોડે તું ભૂલી ભાન,
તેમ પ્રભુને સહેજ પકડતાં થાય પરમ કલ્યાણ—છે સદા.

**સાખી.**

જીવ મુસાફર શરીર હોડીને છે મનરૂપી સુકાન
મનથી મરવું મનથી તરવુ મનપર રાખી નીસાન.
કર્યું એટલું નાખ કુવામાં આજથી તજ તોફાન,
માંડય ચાલવા સીધે મારગ આજથી થઇ સાવધાન—છે સદા૦

**મણિકાન્ત—** **ગઝલ.**

દયાળુ દીકરીવાળા દયા વાંઢા પરે લાવો,
દુ:ખી છે જીંદગી મારી કૃપાળુ કોઇ પરણાવો !

સુનું ઘરબાર મ્હારૂં છે, વિના નારી અકારૂં છે.
પરણવું પ્રાણ પ્યારૂં છે, હવે ના લેશ તરસાવો?
સકળ લોકો કહે 'વાંઢો' ભરૂસો તેહનો છાંડો;
કહે છે લોક ગાંડો, તેપેલાને નહિ તાવો;
સગુના કોઇ સંગાથે, અરેરે રાંધવું હાથે;
વળી ઘર કામ તે સાથે, કરૂં હું કેમ બતલાવો;
કડાકુટ ઘરતણી કરવી, નીયમસર નોકરી કરવી,
નથી નવરાશ બે પળની, કરૂં કોનાપરે દાવો?
હૃદયની વાત કયાં કરવી, પ્રીતી પયાલી કહાં ભરવી?
પ્રીયાના સ્વપન આવે છે, મને મોજી બનાવે છે;
પ્રભાતે તે સતાવે છે, દયાતો કોઇ દર્શાવો!
પિતા સહુ દ્રવ્યને ચાહે, સુતા ધનકાજ વેચાયે
અછત કન્યા તણી થાયે, કુધારો કોઇક અટકાવો.
પુરો પઇસો નથી પાસે, અરેરે કેમ પરણાશે?
કુંવારી જીંદગી જાશે, કરૂં દદરોજ પસ્તાવો.
સુતાનું દ્રવ્ય લેનારા, સુણો તમથી કસઇ સારા,
તમો પર શ્રાપ છે મારા હૃદયને લાજ કંઇ લાવો,
અહો કન્યા! તણા વાલી! પીવાડો પ્રેમની પયાલી,
અરેરે દુઃખ દયો ટાળી, લઉં સંસારનો લહાવો,
વિનંતિ આ સુણો મ્હારી, ગયો છું હામ હું હારી,
કરોને કાંઈ બારી નહીં તો હું બનુ બાવો.
કહે "શંકર" બિચારા રંકને ના દાદ કો દેતું.
પિતા જયાં દ્રવ્યના લોભી, પછી ફરીયાદ કો લેતું.

**વિક્રમ ચરિત્ર—**

કોઇ દુધ લ્યો દીલરંગી શોખીલા શાણા ઉમંગી–હાં કોઇ.
કેફી પીયે કસુંબલો. ગાંજો પીયે અબુધ;
દારૂ તો દીવાના પીયે, દાના પીયે દુધ. —હાં કોઇ.
એક અમીરસ દેવનો બીજો રસ છે પ્રેમ
ત્રીજો રસ ગોરશ ભલો, પીયે કાયા હેમ— —હાં કોઇ.
ગોરી ગચરી ગાયનાં ગોરાં મીઠાં દુધ,
હું પણ ગોરી ગોરડી; ગોરૂં દીલ છે શુદ્ધ. —હાં કોઇ.
હેમ કટોરો હાથમાં માહી અમરતસાર.
ચતુર હોયતે ચીંતવે ગુણ ન સમજે ગમાર. —હાં કોઇ.

**બુદ્ધદેવ—**

પિયુ પિયુ પોકારતીરે, પપૈયા વધુ ઝુરે વનમાં હાં કોઇ
વિરહ અંગાર ઉઠે તનમાં અતિશય બળી રહી મનમાં—પિયુ.
ખીલતી આ કુસુમકળી, ભોગ વિના કરમાય;
ઝુકતી આ લલીત પાંખડી, ભોગી મધુકર વ્યાકુળ થાય.
બાળા રસાળી અંતરે આકુળ વ્યાકુળ થાય,
નમ્ર નવોઢા નૌતમ રમણી, રસીક નરવર ન્હાય
હંસણી દુઃખી થતીરે કોમળ માનસ ઉપવનમાં–પીયું.

**મહાશ્વેતા કાદમ્બરી—**

પતી વીના પ્રેમદાના મનના પુરાય કયાંથી કોડ,
કહે સખી પુરાય કયાંથી કોડ
સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ. (૨)
પશુ પક્ષી વન વૃક્ષ નિહાળો–સૃષ્ટિ માંહે સઘળે જઇ ભાળો
નાના મોટાં જીવ જંતુમાં પણ એવી નથી ખોડ—સ૦

પતી ભજ્યે પાતક સહુ ટળતાં, અખંડ સુખડાં સેજે સળતાં;
પતી વીના સાહેલી જગમાં હરાય જીતી હોડ—સ૦

દાનવી માયા—

ગાન મધુરાં ગાય રતીનાં રૂપે કામ લજાવે.
સ્નેહ સુધારસ સીંચન કરતાં ઘડી ઘડી શરમાવે.
મુજને એ મોહન ભાવે
વાત વાતમાં રીસ કરીને રોષ દોષ દર્શાવે;
પણ મમતાથી પગે પડું તો છાતી શું લપટાવે—મુજને.
કરી કમાણી પઇશા લાવે પેટીમાંજ દબાવે;
કુંચી કરમાં લ્યો શેઠાણી! કહી કહીને બોલાવે—મુજને
ઘર કુકડો થઇ ઘરમાં બેસી આજ્ઞા નીત્ય ઉઠાવે;
ઘરની દેવી સલુણો સેવા સરવે બજાવે—મુજને.
પ્રેમ પુષ્પોને પ્રેમી ભોગી તે પ્રેમ સુધા પીવરાવે;
પ્રેમથી પરીરંભણ આપી પ્રેમ ઝુલે ઝુલાવે—મુજને.

મીરા ભક્તિવીજય—

ઉભો રહેજે કાનુડા તેં મારૂં આજે ઉજડ ઘર કીધું;
જઇ જશોદાને કહું નહી શાને, માવો ન માને
કહેવું ધરે નહી કાને—
નથી આંહી કાનો કયાંઇ કહું સત્ય બાઇ
આતો રમત રમે છે રાસધા......રી
પરવશ થઇને આશું પ્રેમે પુકારો છો,
ભ્રમીત બન્યાં આમ ભારીરે—કાનુડો.

મહી માટ મારાં તું થી જુગતે જાળવવાને;
એકી હતી જે બીચારી;
સમય સાધીને બાંધી સખીને બળેથી;
તેં નક્કી આબરૂને કરી ન્યારીરે.......................કાનુડા.

**રાજો માંડલીક**

ખુને જીગરકા પીતી હું બસ ગમમેં તેરે યાર
સેહરે ચમનસે ફીરતી હું બસ ગમમેં તેરે યાર
મય ચુપ ચુપકે રોતી, હું આંસુઓસે ધોતી
ઓ કહાં ગયો મેરા મોતી, મોતી બીના નહી સોતી
સબ ગમમેં તેરે યાર. ખુને જીગરકા.

સાખી. દીલ ઉસીકુ દીજીએ દીલદાર યાર હો
કયા હીંદુ કયા મુસલમાન કદરદાન યાર હો

મેરી નજર જો તુમસે લડ ગઇ મેં પલંગસે નીચે પડ ગઇ.
..............કહા વાગયા મેરે પ્યારે.
મેંય અગ્નિ જેસી જલ ગઇ બસ ગમમે તેરે યાર—ખુને૦

**દેવકન્યા—**

મુને ઘેલી કીધી ને દંદલાલે છેતર્યો છોગાળે
મુને મારી નયનોનાં બાણુ છેતર્યો છોગાળે
કોરી લીધું છે એણેજ કાળજડું મારૂં સખી
ભુલી હું તો સાન ભાન છેતર્યો છોગાળે—મુને૦
મુરલી મધુરી વેણુ નાદ અખંડ
મોહન મંત્ર સખી ભર્યા લોભાંવે મુજ મન
આસો માસો અટપટો શ્યામળીયાજી રે વહાલા
કૃષ્ણજી કાળુડો નાગ કોને ડસીયાજીરે વહાલા—મુને૦

## સુકન્યા સાવિત્રી—

આરામની સુખધામની, પ્રિયા ? તું પ્રતીમા પ્રેમની;
મમ તાપ ઉપની ઠારનારી, તું શીતળ ધારા બની;
માળા જપું તમ નામની (૨) નથી ઇચ્છા દામ દમામની;
ચીત્ત ચાહું સેવા શ્યામની સાચી તું ભગવતી ભામીની ? આ૦

## દેશભક્તિ

કંટક પ્રેમનો રે વાગ્યો ઉંડા અંતર સાલેઃ
વસમી વેદનારે જેને વીતી હોય તે જાણે.
કોમળ કંચન વેલડીશું શોચ શાણી થઈ વારે
કઠણ કાળજું રાખ હોય બા મટી જશે સૌ કાલે.
વંધ્યા શું પ્રસુતી પીડ જાણે.
અમો ના જાણીએરે અલી ભિડું દરદ શું તારે,
કદલી કુંજે મયુરો રંજે મધુકર મકરંદ ધારે
ઉપવન ખીલ્યાં અનેક ફળ પણ દ્રાક્ષ ગ્રહી શુક શાને,
ઉચ્છિષ્ટ ભોગી વાયસો શું સ્વાદ સુધાનો જાણે,
અજબઅજાદુ ભર્યો સંસારે—કંટ.

## સરસ્વતીચંદ્ર—

ઓહો કરમગતિ, પલટી મતી મારી
તજી નગર ઘર દુર સ્વજનથી
ઉર રહી ફીકર કરી, તજી ડુબે સુકુમારી—
ચંદ્ર કુમુદ તજી ડુબે ક્ષીતીતલ
રજની કરી અંધીયારી દીન દુઃખી યારી—

રાજા માંડલીક—

દઉં હું દોષ કોને હાં સમયની છે બલીહારી;
સમયની જ્યાં બલીહારી મનુષ્યની ત્યાં છે લાચારી,
હતો અમ દેશ આતો જ્યાં પ્રભુ અવતાર લેતા.
અરે આ દેશ એનો એ સમયની છે ગતી ન્યારી,
અમારા દેશનાં ચેતન અમારાં તેજને ગૌરવ;
અકાળે હાય કરમાયાં હજીએ શો થનારી છે?

સંન્યાસી—

પ્રેમબાણ દઇ ગયો, આ પ્રાણ સાથે લઇ ગયો;
પ્રવાસી કયાં રીસાઇ ગયો, સંન્યાસી કયાં છુપાઈ ગયો
ભુલી હું બાહ્ય ભાન આજે—પ્રેમબાણ.
વસ્ત્ર વેશ મંગળથી હસ્તના કમંડળથી:
ભાલચંદ્ર મંડળથી, વાણી મૃદુ ચંચળથી,
ભુલી હું જ્ઞાન ધ્યાનમાંજ—પ્રેમબાણ.
હસીને હસાવી ગયો, નયને લલચાવી ગયો;
વીરહે રીબાવી મારૂં ચીત્ત એ ચોરી ગયો
નણદણ વીર માન્ય મેં તો ભગવત ભરૂંસે મેં તો
દે એ વર ભુદર દેતો, લે આ અરજી ઉર લેતો.

દેશભક્તિ—:

પ્રાણ થકી છે પ્યારોરે સુંદર મારો રેંટીયો હોજી.
આ રેંટીઆ બોલો જય જયકાર.
ધીમો ધીમો ચાલે રે રઢીયાળો મારો રેંટીયો હોજી (૨)
માતૃભુમીના વીરનર નારી ધરી દેશની દાઝ.

રાખો ઘેર ઘેર રેંટીયો સુતર વણવા કાજ
તન મનથી ખાદી વણી સફળ કરો અવતાર;
સુતર કેરા તાંતણે થશે હીન્દ ઉદ્ધાર
ખાદીમાં આબાદીરે એવું સમજી કાંતો રેંટીયો હોજી,
એ રેંટીયાનો બોલો જય જયકાર.........ટેક.

**મહાદજી શીન્દે. રાગ ભૈરવી.**

અભીમાનમાં બની અંધ મેં માતરૂભુમી ચેતન હરયું,
સ્વાતંત્ર ખોયું દેશનું, હીત વાકય કાને ના ધરયું.
રાજા થયો પણ રાજ્યનું ગૌરવ જરા સમજ્યો નહી
વેચી પ્રજાની સંપત્તિ, પછી રાજ્ય બાકી કયાં રહયું.
હવે મમ આંખ છે ખુલી.
દીશા જે દીવ્ય જીવનની, ગયો અભીમાનમાં ભુલી.
ભુલ્યો હું ઐકયઆવાહન રહયો સત્તા મદે ઝુલી
જનુની જન્મ ભુમીનો, જીવન ભરનો રહયો રૂણી.
હવે એ રૂણ ચુકવવા દીશાઓ સર્વ છે ખુલ્લી
તરાવા ડુબતી નૌકા મળી તક આજ અણમુલી.

**સરસ્વતીચંદ્ર—**

પરણીને પરવશ થઇ રહેવું પિંજરમાં પુરાવું;
સુખમાં ફરતાં સ્વતંત્ર જીવને બંધનમાં બંધાવું
પરણીને પસ્તાવું વળી પાછું રંડાવું.
રસભીના રંગ રસીયા સાથે રંગમાં રસબસ થાવું;
અધર સુધારસ પ્રીતી અમરૂત પીવું ને વળી પાવું;
એ શું પરણી લ્હાણુ કમાવું સુખી સંસારે થાવું;

ભોગ તેટલા રોગ સમજવા વીષય વીષ નવ ખાવું;
ઝેર હળાહળ અમરત માની નવ પીવું નવ પાવું
રચી ઇશ્વરે સૃષ્ટિ એવી, પાપ ગણે તું શાની?
શીવ સાધુ યોગેશ્વર તોએ રાખે સંગ ભવાની
રહી ગારગી બાલ કુંવારી સરસ્વતી પણ સાથે,
પ્રાણે પણ પતીને પરણ્યાની પીડા ન લીધી માથે
સગાં સહોદર વસ્તી વાડી એ સંસારના લ્હાવા
સ્નેહ સંબંધી છઇયાં છોરૂં લક્ષ્મી લાભ કમાવા—
નહી લ્હાવા એ લ્હાવા સમજું સ્નેહ નહી સંતાપો
રહું એકલી યોગી જેવી જપી અજંપા જાપો—
હઠયોગી પણ ભોગી બનીયા માયામાં લપટાયા.
ચંચલ મનમાં ચકડોળે ચઢી ભલભલા ભરમાયા—
સુંદર વનની કુસુમ કલી તું બની હાર હઇયાનો
રસીકતણે હૃદય વળગી કર સફલ હેતુ જીવ્યાનો—



## સતી દ્રૌપદી

હું કરૂં આ મેં કર્યું એ માનવી મીથ્યા બકે.
ઇશની આજ્ઞા વીના ના પાન પણ હાલી શકે,
ચંદ્ર તારા સુર્યને ગ્રહની ગતી આધીન છે,
કીરતારની ન્યારી કળા જ્યાં સર્વ પ્રાણી દીન છે,
કલ્યાણ દાતા છે વીધાતા સંતના ભગવંતરે,
તે નીરંજન નાથને નમીએ નીરંતર અંતરે.

### સ્વયંવર—

મુકોને હાથ હે મુરારીરે હું રાજ કુંવારી—
શાને શરમાવે પ્રીય નારીરે જોબન મતવારી લલના છો
દેવલ દુલારી,

બાળા ભોળી હું બાળા કાંઇ નવ જાણું કૃષ્ણ.
સારી નહીં ટેવ આ તમારીરે વિઠ્ઠલ વનમાળી—મુકોને૦
સમજીને સહીયર શાણી, નાની તજી દે વાણી
સોંપી વરમાળ થા પટરાણીરે, ગુણવંતી તારા મનની
જાણે છે ગીરધારી—મુકોને૦

શુભ આ ચોઘડીયું સારૂં સાધના સર્વે શુભકારી
લગ્નને કુંવારા કુંજવીહારીરે આ તક છે સારી.
મહેનત સફળ થાય અમારી—મુકોને૦

---

**ભર્તુહરી—** પીંગળા ને ભરથરીનો સંવાદ.

પીં—ધીક યુવા ધીક મુજને, ધીક કામ વીકારજી
જેણેરે ભુલાવી મને સત્યથી કર્યા નીચ વીચારજી
ભેખરે ઉતારો રાજા ભરથરી,
ક્ષમા કરીને રાજા રંકડું, નારી અજ્ઞાન જાતજી
અન્ય વખત એવું નહીં કરૂં લાજ્યા માતને તાતજી—ભેખરે
ભ:—કપટ રૂપીરે રાણી પીંગળા, એ શું બોલો વચનજી.
રાજ્ય તજ્યું તુજ કારણે, જો વીચારીને મનજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા...........
તુંરે ખોટી ને ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી;
અલખ જગાવું વન એકલો, જેથી પામું ઉદ્ધારજી—ભીક્ષા૦
રહોતો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી;
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં જમીએ આપણ સાથજી—ભેખરે૦
મઢીરે કરાવું રંગમહેલમાં, રાખું ગુપ્ત આવાસજી;
કોઇરે જાણે નહીં જગતમાં, સાધો જોગ રહી પાસજી—ભેખરે૦
ભ:—મહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી;
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની આશજી—ભીક્ષા૦
વાસી જંગલના જોગી અમે, નહીં ગ્રામમાં વાસજી;
વિષની વેલીથી અળગો રહું નહિ નારીનો પાસજી—ભિક્ષા૦
પી:—ભગવાં જોઇ રાજા ભરથરી, દાવાનળે દીલ થાયજી;
માઇ ન કહો મારા કંથજી લાગે દેહમાં લાયજી—ભેખરે૦
ભ:—વધુરે શું વદું રાણી પીંગળા કરૂં અરે કેટલો ઉચ્ચારજી;
બંધુ જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનો મારજી.
હવેરે રાજને રાણી શું કરૂં

પીં—વાંકીને વિધાતા મને ભુલવી, લખીયા લેખ લલાટજી;
આનુંરે પ્રયાશ્ચિત હવે હું શું કરૂં, મારગ આપો પૃથ્વી માતજી
ત્રણસો નારીરે અન્ય આપની, માલવપતી મહારાજજી;
એકને કારણ એને નવ તજો પાપી પીંગળાના કાજજી—ભેખરે૦

ભ:—મોહ છોડી દે રાણી પીંગળા, પ્રીતે કર સતસંગજી;
સગુંરે નથી કોઇ કોઇનું. આ સંસાર પતંગજી—ભિક્ષા૦
દેતી હું તો ભીક્ષા દે મુને નહી તો કરૂં ગૃહ ત્યાગજી;
ગુરૂજી મારા રોષે થશે, ચાલી જાય જમાતજી—ભિક્ષા૦

## માંડલીક

કરીયે ના વીસ્વાસ કાયા માયાનો કદી,
મૃગજળ કેરા મોહ શા લાગ્યા તને માંડલિક,
ચીરંજીવી નથી તારી. અમર નથી કાયારે;
ઘડી બે ઘડી માટે, શું બગાડે મતી
બગાડે મતી તું શાને જુનાગઢ પતી—ઘડી.
રૂપે રંગે શું લોભાણો ભરમે કરતાં ભુલ,
રૂપે રૂડા રળીયામણા પણ એ શીમળાના ફુલ—ઘડી૦

## સુર્ય કુમારી

કોઇ કહેજો—જોગીડાને જઇને હો રાજ;
મધુવનમાં ઝુરે તારી બાલા જોગણ,
વીરહ અંગારે સળગે, આખું નંદન વન—મધુ૦
એની આંખે શ્રાવણને ભાદરવો ઝરે,
બાલ રસીયાના રાગે એ રોતી ફરે,
વ્હાલ અંતરમાં હોયે તો લ્હોજે લોચન—મધુ૦

**મીનળ—મુજાળ—**

અમર રહો અમ અમરપુરી સમ, નંદનવન વાડી;
આ ગુજરાતની વાડી

કૃષ્ણચંદ્રના બંસી નાદમાં. ગીરા ગુર્જરી ડોલ;
જેના સતનો ઉચ્ચારો, વેદ મંત્રના બોલ;
દેવતરૂ ગુજરાત જગતનું ભાન કરાવે બ્રહ્મકર્મનું.
જેના પાને લખાયા કર્મ યોગના લેખ;
અહીંસા ,,પરમોધમ" આપણું, જીવનસુત્ર છે એક–આ ગુજરાત

**સંસારનૌકા—**

સ્નેહભીની તેં કર્યો છે ડાર ઓ, મૃગનયની સ્નેહને સ્વીકાર;
તું રહીયાળી રાધા પ્યારી, કાન કુંવર હું કાળો.
તન સરિતામાં સ્નાન કરાવી, દેહ સફળ કર મારો;
ભાન સાન શું ભુલી બેઠા મતી ગઇ કયાં મારી.
ઉપદેશક થઇ આપ બનો છો, આવા અત્યારી
તપ બળ મારૂં અર્પણ તુજ પર, તન મન નાખું વારી;
શાંત હૃદય મારૂં કરવાથી, મોક્ષ ગતિ છે તારી...સ્નેહ
ધરમી થઇને અધર્મ કરતાં ડર ઇશ્વરનો ધારો;
નર્કના કીડા ધર્મના ભક્ષક ધીકધીક છે જન્મારો.

---

સુર્યકુમારી—

સોહામણી સ્વર્ગની વાટ એક દીન સોભાવજો હો રાજ,
રસીલા અમરાપુરી ઘાટ એકદીન શોહાવજો હો રાજ.

સાખી

મૃત્યુ લોકનાં મનુષ્ય કયાં કયાં અમરાપુરી ઘાટ;
અઘટિત કહો એ કેમ બને વસમી વીકટ એ વાટ;
મુગટમણી તમે રાજસદનના, પારીજાત તમે નંદન વનનાં
રાજવંશી દેવાંશી રસીકવર, પ્રિત જ્યોત પ્રકટાવી પરસ્પર
મેળવવા અંતરમાં, અંતર સ્વર્ગ અમારૂં સોહાવજો હો રાજ.

અબજોનાં બંધન

મીઠી મીઠી મુરલી, વ્હાલી એ મુરલી, પ્યારો કનૈયો બજાવે !
મીઠી મીઠી શી વાતો સુણાવો, ગોરી મહીયારીથી નેણાં નચાવો
દિલ શાને કુમારાં લજાવે? હૈયાં રસીલા છુપાવે...મીઠી.
હું તો અજાણ ઠગારો કહાન, ફસાણી અજાણી દીવાની,
ઘવાણી અમારી જુવાની, પ્યારા પ્યારી બતિયાં છલકાતી છતીયાં
લુચ્ચો બનાવે, મનાવે, પટાવે, બંસી બજાવી ભુલાવે...મીઠી.

રા' માંડલીક— રાગ ગઝલ.

જો મરણ એ જીંદગીની, છે અરે છેલ્લી દશા (૨)
તો પરાર્થે આપવામાં, આ જીવનનાં મોહ શા (૨) જો.
ખીલી કળી કરમાય છે, પુષ્પો મુક પણ વાસના (૨)
અમર નર તે તો ખરા જે દીવ્ય કરતા વાસના (૨)

મારા તમે પરમાત્મા હું છું તમારો આત્મા(૨)
પરમાત્મને શરણે જતાં કૃત્ય કૃત્ય થાતો આત્મા (૨)

**ભાગ્યોદય—**

મને વરવાની આશામાં, જોને પેલા સલામો ભરી રહ્યા મ.
જોબનનો નવરંગ ચડયો, તેને અંગે અંગ સખી;
ખીલ્યું અનુપમ, રૂપ મનોહર પેલા સલામો.
મીઠાં સુણાવે ગીત ફાગણુ જો પ્રેમનાં અંગારો મોકલે વસંત આ;
બંને રસીકવર બાઇ મળ્યાં તેને ખોળે કાં કંથને ;
વર વસંતને ? ખેલાવશે તેને પેલા સલામો
લુચ્ચો પવન મારે અંગ લપટાય છે.
ભમરો આ કંઇક કહી જાય છે,
ગાંડા બન્યા છે બેઉ તારી મીઠાશમાં, રસના ઉલ્લાસમાં
બાહુના પાશમાં, ખેલ વિલાસમાં–પેલા સલામો.

**સ્નેહસુધા—**

ધાર્યું એક ધણીનું થાય આપણું કાંઇ નહિ થાય–ધાર્યું
રામચંદ્ર જેવા સત્ય પુરૂષો શીદ વનવાસે જાય ?
સીતા જેવી મહાસતી તે, શા દોષીત દેખાય ?
દશાનન રણુમાં શીદ રોળાય ? વિધીની કળા નહિ કળાય–ધાર્યું
ધર્મ ધુરંધર ધર્મરાય તે, શીદ દ્યુત રમવા જાય ?
પાંચ પતિ જોતાં સતી દ્રૌપદી લજ્જા શીદ લુંટાય ?
હતા હાજર બેલી યદુરાય–છતાં શીદ દુ:ખમાં તે દુખાય,
કરોને ભલે અનેક ઉપાય–છતાં ભાવિ નહિ ભૂસાય—ધાર્યું.



વ રકુણાલ— રાગ ગજલ

અમારા દેશને છોડી, અમે થાનાર પરદેશી;
હ્રદયને મેળવી લેશે અમારો પ્યાર પરદેશી.
થયાં દુર્ભાગીયા એવા, તજાવી દેશની સેવા;
ભટકશું પારકાં ઘરમાં બની લાચાર પરદેશી.
અમારી ધર્મ નીતિથી, અમારી સત્ય રીતિથી;
અમે સત્કર્મથી થઇશું હ્રદયના હાર પરદેશી.
અમારા દેશ બંધુઓ, અમારી જન્મભૂમીમાં;
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી !

વીર કુણાલ— રાગ—ગજલ

જોયો જમાનો આ કવિનો પાપનો વિસ્તાર છે;
જ્યાં ત્યાં જગતમાં પાપનો જામી રહ્યો અધિકાર છે.
સારા બીચારા ખાય ખત્તા દુર્જનો પુજાય જ્યાં;
મરવા પછી સદ્‌ગુણી ગણે. દુનીયા અજબ નાદાર છે !
સતયુગ જાતાં ધર્મને દ્વાપર જતાં યજ્ઞો ગયા,
ત્રેતા જતાં તીર્થો ગયાં. કલિમાં કપટ ભંડાર છે !
માતા વિષયના પ્યારથી સુપુત્રને ચાહનાર છે;
કાળાં કરાવે કૃત્ય કામી, પ્યારને ધિક્કાર છે.

બુદ્ધદેવ— રાગ—કવાલી

પડતી હવે મુજને ખબર, તુંમાં જણાયે હર્ષ નહિ,
આ જગતની જંજાળની, ચતુરાઇ તેં દીઠી નહિ;

જ્યાં પ્રેમ મારો જળહળે ત્યાં તેં દીધો બદલો ખરો
ઘરબારને છોડયા વિના યુક્તિ કશી સૂઝે નહિ;
હવે તો જો જરા જાગી (૨)
ચોળી વિભૂતિ અંગ બન્યો શું યોગી (૨)
દે ત્યાગી (૨) સમાધી જુઠી
વિલાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી ! (૨)
મધુરા પુષ્પને ત્યાગી, અણીઆ કાંટા શું હીન ભાગી (૨) હવે તો.
ઉંડી આસ ધારીને મેં તારો સંગ કીધો તો (૨)
ભરૂસો દઈ ભુલાવી ઓ ! વિરાગી શું થયો ત્યાગી [૨]

વીર કુણાલ— રાગગજલ
સમય જો હોય સારો તો, સકળ સંસાર સારો છે.
સમય સારો સીધાવ્યો ત્યાં, નહીં સંસાર તારો છે.
સમય પર જે મહારાજા, સમય પર તે ધરે ભગવા,
સમય પર ખાય જે ધક્કા, સમયનો રંગ ન્યારો છે
ચડે વાદળ ચડે ભરતી, ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતા, સમયનો રંગ ન્યારો છે,
સમય સારે ન સારૂં જે, કરે તે સહુ ગમારો છે,
અભાગી ખાય તે ખત્તા, સમયનો રંગ ન્યારો છે.

રાજ તીલક—( સ્વરાજ્ય સિધિ શામળ ) રાગ ગજલ,
સુતરને તાંતણે સ્વરાજ્યની સિદ્ધિ સમાઇ છે !
રૂડા આ રેંટીઆથી તો, અમારે પાદશાહી છે !
સ્વતંત્ર હિંદુને રાખે, શરીરો રંકનાં ઢાંકે !
આપે તંદુરસ્તી તો અમારે બાદશાહી છે !

ગરીબી હો ફકીરી હો, અખંડિત આત્મ શ્રદ્ધા હો !
"અમૃત" આબરૂ રહી જો, અમારે બાદશાહી છે.

સ્વદેશ સેવા— રાગ ગજલ

સૃજેલાં શ્રી પ્રભુજીયે, મનુષ્યો સર્વ સરખાં છે.
નથી કોઇ ઉંચ કે નીચો, જીવનતો સહુનાં સરખાં છે.
પ્રભુની જગતવાડી, તણાં ફુલડાં સહુ જીવો,
સુગંધીથી ભરેલાં સહુ સમજીએતો એ સરખાં છે !
વિષય આ વિશ્વનો—વાયુ કરે જીવ ક્રોધીને ઘેલાં;
મનોહર દોષ માનવનો, સકળ આત્માઓ સરખા છે !

રાજતિલક— રાગ કવ્વાલી

સહુ ફરજંદ ખુદાનાં છે સહુમાં નુર ખુદાનું છે;
અગર હો હિંદુ યા મુસ્લીમ, સહુ કુદરત ખુદાની છે;
પઢો પુરાણ, યા કુરાન અવસ્તા, બાઇબલ, ઇન્જલ,
સહુમાં તેજ સરખું છે સહુ કુદરત ખુદાની છે,
જપો મુખ રામ કે રહેમાન અગર જરથોસ્ત કે ઇસુ,
જુદા છે નામ એતો પણ, સહુ કુદરત ખુદાની છે.
પ્રભુ છે કાશી કાબામાં, મંદીરો ને મસ્જીદોમાં,
હરી હકતાલા એ "અમરત" સહુ કુદરત ખુદાની છે.

સુર્ય કુમારી— રાગ ગજલ

રીબાયો છું ફસાયો છું કુટાયો છું લુંટાયો છું;
દુભાયો છું, મુઝાયો છુ, અમારી આમ બાબત છે.
પકડતાં જાળમાં ઉંદર, ભરાયો સર્પ તે અંદર;
હર્યું ઘોડા બદલ ખચ્ચર, અમારી આમ બાબત છે

ખીજાણું નાર નખરાળાં મુંઝાણા જોમે ગોટાળા;
પછીથી પુંછડાવાળો મળ્યો તો આમ બાબત છે !
તમારાં કષ્ટ સઉ ટળશે, અવશ્યે ન્યાય પણ મળશે;
તમારાં શત્રુ સપડાશે, અમારી આમ બાબત છે,
તમારી એ કબુલત છે, અમારી આમ બાબત છે !

પુંડરીક— રાગ કવ્વાલી.

જ્યારે પડે આફ્ત શીરે, ચાહનાર પણ આઘા ખસે;
જેને પડે તે ભોગવે, બીજા ઉભા સામા હસે,
ચઢતી મહીં તો હાજી હા કરનાર જગમાં લાખ છે.
પડતી મહીં દે સાથ જગમાં, કોક એ વીરલા વસે.
જો બન્યા પોતેજ મુરખા, તો બીજાનો વાંકશો;
તે બળે નહીં કેમ થઇ જે અંધ અગ્નિમાં ફસે;
આજ ખુલ્લી આંખથી, જોયું સગાં સહુ સ્વાર્થનાં !
જાણ્યા છતાં મારા સમા, ભોળા દિવાના થઇ ફરે.

વીર વિજય— રાગ ગઝલ.

તમોને જો તમારાથી, તમારો દેશ પ્યારો છે;
ન તજશો ધર્મ નીતિ તો વિજય અંતે થનારો છે !
હશે જો સંપને સમતા વળી કર્તવ્યને હિમ્મત;
તમારા ભાગ્યનો આખર ચમકવાનો સિતારો છે !
જશે એ રાત અંધારી ચમકતાં શૌર્યનો ભાનુ;
ઝુકો યાહોમ કરી રણમાં વિજય ડંકો તમારો છે.

પૃથ્વીપુત્ર—

નથી પરવા જીવન ધની ફના અંતે થનારૂં છે—
તો સ્વામીના વચન પરથી; સમર્પણ સૌ અમારૂં છે—

અખિલ જગમાં વિરલ મિત્રો વિરલ આત્મા સમર્પણ છે.
પરાર્થે આ જીવન દેવું વિરલ જનેજ પ્યારૂં છે,
બને સુરમો નયનો તો નયન મારાં ધરૂં ચરણે.
બને જુતાં ત્વચાનાં તો શરીર સ્વામી તમારૂં છે.

### મીનળ મુંજાલ સોરઠી ગજલ

વચન આપી ન પાળે જે, પોતાના કહીને મારે જે;
એવા ઠગ સ્વાર્થી સાથે કહો સહવાસ શા માટે.

ઉપરથી લાગે રૂપાળા, પરંતુ હૃદયના કાળા;
હવે જાણ્યા છતાં પણ ઘા, પછી સહવાસ શા માટે ?

અમી કહી ઝેર બહુ દીધાં ભરોસે તે અમે પીધાં.
જીવન નિર્દોષના લીધાં છતાં સહવાસ શા માટે ?

તવંગર હો કે હો મોટા, ભલે હો દેશના સુબા;
દયા ગરીબોની જાણે ના, પછી સહવાસ શા માટે

### મીનળ મુઝાળ–ગઝલ કoવાલી

તુટેલા તાર વીણાયા તે બંધાશે ફરી પાછા (૨)
ફુટેલા પ્યારનાં વાજાં. ન સંધાશે ફરી પાછા (૨)
દીવાલોમાં પડયા ચીરાં તે સંધાશે ફરી પાછા (૨)
થયા ચીરા જીગરના તે ન સંધાશે કદી પાછા
પડયા જે મ્હોતના મુખમાં ઉભા થયે ફરી પાછા (૨)
ઘવાયા બેવફાથી જે ન સાજા થાય તે પાછા; (૨)
પડેલા ઝખ્મ ખંજરના પુરાયે તે ફરી પાછા (૨)
પડેલા જુલ્મના ઘા તે ન રૂઝાયે કદી પાછા

### મીનળ મુંજાલ—રાગ ગઝલ

છે આંસુડાની જીન્દગી તે આંસુડાંમાં વહી જશે
ભલે સ્નેહનાં કે શોકનાં પણ આંસુડામાં ભળી જશે

પ્રીતી તણું રૂધીર અશ્રુ ઉષ્ણ વહે નસે નસ મહી
આ જીન્દગીમાં હર્ષ કે કુરમાં હવે કંઈ રસ નહીં
જન્મની બાલ જોગણ આ પ્રવાસી પ્રેમ આલમની;
સતાવો શીદને ભાઈ જપું માળા હું વાલમની;
પુજારણ ચીત્રપટમાં આ વીરાજેલા વીલાસીની
ભીખારણ પ્રેમની હું તો હૃદયવનના કલાપીની

**સંસાર નૌકા** રાગ ગઝલ

ભલે બહુ ભાવથી શીખે શીખેલું વ્યર્થ તે જાએ !
કરે મહેનત છતાં સોનું ધર્મ્યું તે ધુળ થઇ જાએ !
લખ્યું વાંચ્યું ભણ્યા ભૂગોળ ઇતિહાસ અવલોકયા,
વળી હિસાબ ગણવામાં દિવસના દિવસો રોકયા
સહેલ એ જાણવું અંતર બધું ધુળ પર લીંપણ
નથી સદગુણ તો શિક્ષણ નકામું સર્વ કહેવાય

**દૈવી પ્રભાવ** રાગ કવ્વાલી

વખત પલટાય છે જયારે, બધું પલટાઈ જાયે છે
બને છે રંકના એ ભુપ નૃપાળો રંક થાયે છે.
જમાનો વહી ગયો જુનો હવે નવયુગ આવ્યો છે;
ન ગણુતા ન્યાય પણ પુરા ગરીબો તો ઝુંદાયે છે વખત
નથી એ દોષ કોઇનો ખરેખર ખુબી કિસ્મતની
હતા જે ભક્ષ સિંહોના શિયાળો આજ ખાયે છે વખત

**ભાગ્યોદય** રાગ ગઝલ

દિલ મારૂં આ દિવાનું ફફડયું ફરે છે કયાં કયાં ?
જેમ જેમ લગામ ખેંચું જઇ જઇ મરે છે કયાં કયાં

પૂરાઇ પીંજરામાં હું પંખીણી ખુશીથી.
તોએ પછાડી પાંખો, ફોકટ ફરે છે કયાં કયાં ?
જુવાની આ મુઝાવે પણ સત્ય કેમ છોડું !
તોયે હૃદય પ્રાણની પ્યાલી ભરે છે કયાં કયાં ?
કયાં કયાં જીગર ચીરાયે કયાં જીંદગી સુકાયે;
જાણું ન આંખમાંના આંસુ ખરે છે કયાં કયાં ?

**દીવાન—** રાગ કવ્વાલી

આ દુનિયામાં એક ગણાતા, રામને રહેમાન,
જુદા થયા જ્યારે બન્યું કમભાગ્ય હિન્દુસ્તાન;
ગૉડ કે ગોપાળ—નામો જુદાં સમજાયાં.
ખુદા અલ્લા, ઇશુને ઇશ્વર માતા મહામાયા એક છે.
તપાસી શાસ્ત્રો પુરાણો વેદને કુરાન,
રહીએ સંપી જો સમજો તો હિન્દુને મુસલમાન,
એક બીજાનો દ્વેષ કરતાં દુશ્મને કર્યો ઘર પ્રવેશ,
જાગી જુંઓ વઇભવ આપણા ચાલ્યા ગયા પરદેશ:

**રૂકમણીસ્વયંવર—** ગઝલ કવ્વાલી.

યમુના તણા કીનારે ગોપાળ ગૌ ચરાવે,
સંગીત સ્વર ઇશારે , રાધા નીકટ બુલાવે
બંસીધ્વની સુણીને શુધ દેહની ભુલીને
નીકળીને ઘરથી રાધા ગોપાળ પાસે આવે

યમુના સરીત કુંજે શૈયા કમળ બીછાવે;
શ્રી કૃષ્ણ કર કમળથી, રાધા ચરણ દબાવે

અરૂણોદય ગજલ કવાલી.

વ્હાલા કહું વેહેવારની, બે વાત આ અણમુલ છે,
અભિમાનથી ના સાંભળો તો આ તમારી ભુલ છે,
મન માનતું મળતું નથી, કોઇને બધુંય સંસારમાં,
ખામીમાં ખામી ખોળવી એ તો તમારી ભુલ છે.
કાળા છીએ રંગે અમે પણ કાળજાં કાળાં નથી.
તેનીય કીંમત ના કરોતો આ તમારી ભૂલ છે,
છોડી અમે શ્રી રામને જપીએ તમારા નામને.
તો એ ન રાખો નેડલો, તો જીવતર અમારૂં ધુળ છે,
મીઠાં અમી આપો નહિ તો ચાહ એ શા કામની
ચા પાઇ બાળો કાળજાં. તો આ તમારી ભુલ છે.

આજા સંભાજી— રાગ ગઝલ.

પ્રણય અમૃત પીનારાને મરણ દરકાર શા માટે ?
ડુબ્યા છે તે તર્યા સાચા, પછી ભવપાર શા માટે ?
તમારૂં એક આંસુને અમારા આંસુના સિન્ધુ,
બરાબર છે, પછી બાકી જમા ઉધાર શા માટે ?
જીવન જો પ્રેમમાં ખોયાં મરણ જો પ્રેમના જોયાં,
ગજવીએ સ્વર્ગ પંથ પ્રેમે, પછી અવતાર શા માટે ?

અલ્યાબાઇ રાગ કવાલી.

દુનીયા તણા દિવાના, દીલભર મઝાઓ લુંટે,
તુટે જીવનની દોરી આશા છતાં ન છુટે—દુનીયા.

બાળક મટી યુવાની, આવે પછી દિવાની,
તન ધન મળે તરૂણી, આશા છતાં નછુટે—દુનીયા
આવે પછી બુઢાપો ધોળા થતાં નીમાળા,
રેહે બાકી લાકડી લાળા આશા છતાં ન છુટે—

**વીરકેસરી—**

હુંપદ તજો હરામી, દુનીયા નથી સદાની
જર જોર ને જુવાની. સહુએ થવાની ફાની.
સાચી સલાહ માનીરે. કરણી કરોરે મજાની.
મમતા મુકો પ્રાંણી સહુ અંતે ધુળધાણી;
આ જુઠી જીંદગાનીરે સ્વપ્ના સમી લ્યો જાણી.
કોઇ આજ કોઇ કાલે પરલોક પંથ ચાલે,
જમદુત આવી ઝાલે રે, દુનીયા ડુબી જવાની.

**વીરકેસરી—** રાગ ગઝલ–કવ્વાલી.

થવાનું ના થવાનું કહે, નજુમી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે ?
હતી શલ્યા રૂપે અહલ્યા જગતમાં વાત જાહેર છે.
ન જાણ્યું જ્ઞાની ગૌતમે સવારે શું થવાનું છે ?
હતા કૌરવ અને પાંડવ જગતમાં મહા બળી યોદ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ સવારે શું થવાનું છે ?
રમ્યા જુગટું સહુ સાથે વિભૂતિ સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ સવારે શું થવાનું છે ?

